સંસ્થાન ભાવનગર પ્રજાપરિષદ્

ત્રીજું અધિવેશન—બોટાદ

(તા. ૩–૪ નવેમ્બર ૧૯૨૮)

# પ્રમુખ શ્રી. હરજીવન કાળીદાસ મહેતાનું ભાષણ

## પ્રતિનિધિ અને પ્રેક્ષક બ્હેનો અને બંધુઓ !

આપણી પરિષદનો જન્મ, આપણા પાટનગર ભાવનગરમાં, તા. ૧૬-૧-૨૪ને રોજ થયો હતો. તેની બીજી બેઠક લગભગ બે વર્ષ અને પાંચ માસ પછી મહુવા મુકામે થઇ હતી. ત્યારબાદ આશરે બે વર્ષ અને પાંચ માસ પછી આજે તેની ત્રીજી બેઠક અહીં બોટાદ મુકામે થાય છે. આટલે લાંબે અન્તરે પણ આપણે આપણી પ્રજાપરિષદને આંગણે એકઠા મળવાને ભાગ્યશાળી થયા છીએ, એ માટે આપણે પરમકૃપાળુ પરમાત્માનો મુક્તકંઠે આભાર માનીએ છીએ.

હું માત્ર વિવેકને ખાતર નહીં પણ સાચા દીલથી કહું છું કે પરિષદના નાયક થવા માટે આપણા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ નાગરિક શ્રી. ગુલાબરાયભાઇ, નગરશેઠ શ્રી. પ્રભુદાસભાઇ, શ્રી. ગોપાલજીભાઇ (ભાવનગર) તથા શ્રી. વલ્લભદાસભાઇ (વરતેજ) મારા કરતાં વધારે લાયક હતા. પરંતુ મારા તરફના વાત્સલ્યભાવને લીધે શ્રી. ગુલાબરાયભાઇએ પોતે પ્રમુખપદ લેવાની ના પાડી અને મારૂં નામ સૂચવ્યું. બોટાદની સત્કાર સમિતિએ તે કબુલ રાખ્યું. આ પસંદગીના સમાચાર તા. ૨૪મી ઓકટોબરે, ઉત્તર ગુજરાતના મકાખાડ ગામે મને મળ્યા. શ્રી. ગુલાબરાયભાઇ,

શ્રી. વલ્લભદાસભાઇ, શ્રી. વેણીશંકરભાઇ, શ્રી. વીરૂભાઇ તથા શ્રી. બલવંતરાયભાઇના નામથી થયેલા તારે મને આ પદની જવાબદારી સ્વીકારવા માટે પ્રેર્યો, તા. ૨૬મીએ હું ભાવનગર આવ્યો અને માત્ર સાત આઠ દિવસમાં વિચાર, વાંચન, અને ચર્ચાથી અલ્પસલ્પ તૈયારી થઇ શકી તે તૈયારી સાથે આજે આ પરિષદની વ્યાખ્યાનપીઠિકા ઉપર આપ સર્વની વચ્ચે ઉભો છું. માટે જો પ્રજાના સઘળા પ્રશ્નોને, હું યોગ્ય ન્યાય ન આપી શકું તો આપ ઉદાર હૃદયે ક્ષમા કરશો એટલું હું માગી લઉં છું.

## એક દુઃખદ બનાવ

ભાવનગરના એક ઉત્સાહી અને સેવાપ્રિય નાગરિક અને રાજ્યના એક કાર્યકુશળ અને મીલનસાર અધિકારી શ્રી. ભુપતરાય વિઠ્ઠલદાસ મહેતાનું, ગયા માસની તા. ૨૫મીએ રાત્રિના, અવસાન થયું છે. આથી રાજ્યને તેમજ પ્રજાને એક રાજ્યમાન્ય અને લોકમાન્ય નાગરિકની ખોટ પડી છે. તેઓના કુટુંબ પ્રત્યે, આજે, આ પરિષદ્ તરફથી, હું સહાનુભૂતિ દર્શાવું છું અને તેમના આત્માને પરલોકમાં શાન્તિ ઇચ્છું છું.

## આપણી જુની પ્રથા

બ્રીટીશ હિન્દની પ્રજાની અને આપણી પરિસ્થિતિમાં એક બહુ મહત્ત્વનો તફાવત છે. ત્યાં રાજ્ય કરતી પ્રજાનું હિત અને બ્રીટીશ હિન્દની પ્રજાનું હિત એક દિશામાં ગતિ કરતાં નથી પણ સામસામી દિશામાં જાય છે. જ્યારે આપણે ત્યાં રાજા અને પ્રજા બન્નેનું હિત એક જ દિશામાં રહેલું છે. ભાવનગરના ભૂપતિઓ અને ભાવનગરની પ્રજાનો સંબંધ વર્ષોથી પિતાપુત્રનો સંબંધ, કૌટુંબિક સંબંધ ચાલ્યો આવે છે. ભૂતકાળમાં કોઇ કોઇ વાર કોઇ કોઇ સ્થળે રીસામણાં થયાં હતાં અને પાછાં મનામણાં થયાં હતાં. પણ એ સંબંધમાં ખલેલ પહોંચી નહોતી અને પહોંચી નથી. નામદાર કુમાર મહારાજા

જ્યારે ઇંગ્લંડથી સ્વસ્થાને પધાર્યા ત્યારે ભાવનગર રાજ્યની પ્રજા કેટલી આનંદઘેલી થઇ હતી તે વાત સુપ્રસિદ્ધ છે. આ સંબંધ ભવિષ્યમાં ચાલુ રહે તેવો પ્રયત્ન બંન્ને બાજુથી ચાલુ છે અને ચાલુ રહેશે. આપણે ત્યાં રાજકીય પ્રશ્નોનો વિચાર અને ચર્ચા માત્ર એક જ પક્ષની દૃષ્ટિએ કરવાની નથી; આપણે માત્ર પોલીટીશ્યન થવાનું નથી પણ સ્ટેટસમેન થવાનું છે અને રાજ્ય તેમજ પ્રજા બન્નેની દૃષ્ટિએ જોવાનું છે.

## એડમીનીસ્ટ્રેશન કાઉન્સિલ

કાઉન્સિલ અને તેના માનવંત પ્રેસિડેંટ સર પ્રભાશંકર પટ્ટણીએ રાજાપ્રજા વચ્ચેનો જુનો સંબંધ સાચવી રાખ્યો છે. પાંચતલાવડા તથા કાઠીયાવાડ પરિષદના પ્રશ્નોને અંગે થોડીવાર થોડી અશાન્તિ થયેલી હતી, પરંતુ તેથી કૌટુંબિક ભાવને આંચ લાગી નથી. પ્રેસીડેંટના દરવાજા સૌ કોઇને માટે ખુલ્લા રહ્યા છે. એક ખેડુતે જઇને કહ્યું કે અરજી લખાવવા માટે મારી પાસે પૈસા નથી તો તેને સર પ્રભાશંકરે જાતે અરજી લખી આપેલી છે અને એક ખેડુતને તેની જમીન હરરાજ થતી બચાવવા માટે રૂપીઆ બસો પોતાની પાસેથી આપ્યા છે. આવા તો અનેક કીસ્સા તેમના જીવનના છે. કાઉન્સિલે મર્યાદિત સત્તામાં રહીને કાર્ય કરવાનું છે. આ વાત પ્રજાપરિષદે લક્ષમાં રાખવાની છે. આપણું કાર્ય રાજ્યતંત્રની ભુલોજ કાઢવાનું નથી પણ કાઉન્સિલ પ્રજાહિતને માટે જે કાર્યો કરી રહેલ છે તેને માટે તેને ધન્યવાદ આપવાનું અને પ્રજાની જે જે જરૂરીઆતો છે તે સંબંધમાં તેનું લક્ષ્ય ખેંચતા રહેવાનું અને જ્યાં જ્યાં તક આપવામાં આવે ત્યાં ત્યાં બનતો સહકાર કરવાનું છે. આપણી લેખિત કે વાચિક ટિકા નિંદાત્મક ન હોય પણ ઉત્તેજનાત્મક અને રચનાત્મક હોવી જોઇએ. આ દૃષ્ટિએ આપણે જોઇશું તો જણાશે કે છેલ્લાં સાત વર્ષમાં કાઉન્સિલે (૧) જે શહેર કે કસ્બાના લોકો મ્યુનીસીપાલીટી પોતાના હાથમાં લેવા ઇચ્છતા હોય, જે ગામના લોકો ગ્રામ્યપંચાયત સ્થાપવા માગતા હોય

તેઓને તે આપવાની ઇચ્છા જાહેર કરી છે અને પ્રથમનાં ખર્ચ કરતાં અમુક હજાર રૂપીઆનું સાલીયાણું વધારીને ભાવનગરની પ્રજાને તેની મ્યુનીસિપાલીટી સોંપી દીધી છે. બે ગામોને ગ્રામ્ય-પંચાયત આપેલી છે. (૨) પ્રજાપ્રતિનિધિ મંડળને ત્રણને બદલે પાંચ પ્રશ્નો પૂછવાનો અને સપ્લિમેન્ટરી પ્રશ્નો પૂછવાનો હક્ક આપ્યો છે અને મંડળની બેઠક એકને બદલે બે દિવસની કરી છે. (૩) સં. ૧૯૭૬ માં રાજ્યની આવક રૂ. ૪૪,૮૫,૧૯૧ તથા રેલ્વેની આવક રૂ. ૨૪,૫૬,૭૬૪ ની હતી. ને સં. ૧૯૮૩માં રાજ્યની આવક રૂ. ૬૬,૮૬,૧૯૫ તથા રેલ્વેની આવક રૂ. ૨૮,૭૯,૦૦૦ ની થઇ છે. (૪) રેલ્વે લાઇન, કાન્ઉસીલના અમલની શરૂઆતમાં ૨૧૬ માઇલ હતી તે આજે ૨૯૦ માઇલ થઇ છે. (૫) રેલ્વે રીઝર્વ ફંડ ખરાબ વર્ષોમાં ખર્ચાઇ જતાં, બાકી રૂ. ૯,૭૦,૦૦૭નું થઇ ગયું હતું તે હાલમાં રૂ. ૩૩,૭૯,૫૫૧ નું થયું છે. ખેડુત સંકટનીવારણ ફંડ ખરાબ વર્ષોમાં ખર્ચાઇ જતાં, બાકી રૂ. ૮૮,૫૬૭નું રહ્યું હતું તે આજે રૂ. ૧૫,૪૨,૮૧૯ નું થવા પામ્યું છે. (૬) સંવત ૧૯૭૬માં કેળવણીની સંસ્થાઓની સંખ્યા ૧૯૩ની હતી, તેમાં ૧૯,૧૦૮ વિદ્યાર્થીઓ હતા અને ખર્ચ રૂ, ૨,૩૮,૫૫૩ નુ હતું તે વધીને હાલમાં કેળવણીની સંસ્થાઓની સંખ્યા ૨૭૫ થઇ છે, તેમાં ૨૩,૮૭૭ વિદ્યાર્થીઓ છે અને ખર્ચ રૂ. ૩,૬૦,૬૬૫નું થાય છે. (૭) ખેતી ખાતું નવું ઉઘાડ્યું છે. તેમાં પ્રચાર, પ્રયોગ તથા કૃષી-શાળાનું કાર્ય થઇ રહ્યું છે. ખેડુતોને ઢોર, કોસવરતાં, બીયાં, ચારો, કુવા, નિભાવ તથા પાણી કે અગ્નિથી મકાનનો નાશ થાય તો તે ફરી બાંધવા માટે વગર વ્યાજે તગાવી આપવાની રીતિ ઉદારપણે ચાલુ રાખી છે અને પ્રતબંધીનું કાર્ય પણ ચાલુ કરી લગભગ પૂરૂં કર્યું છે. (૮) અનેક ગામોમાં લોકોને પાણી પીવા માટે કુવા અવેડા તથા ચોરા બંધાવ્યા છે અને હજી તે ખાતે મદદ ચાલુ છે. (૯) અંત્યજ વર્ગ માટે પીવાના પાણીના કૂવા માટે રૂ. ૧૦,૦૦૦ મંજુર કર્યા છે અને પાંચ વર્ષ સુધી દર વર્ષે રૂ. ૩,૪૦૦ ખર્ચવાની યોજના કરી

છે. (૧૦) પોતાના ખેતરમાં ઉગેલા કે ઉગાડેલા ઝાડોનો માલિકી-હક્ક તથા જ્યાં જ્યાં પ્રતબંધી થાય છે ત્યાં છૂટક સર્વે નંબરનું તથા પોત નંબરનું રાજીનામું આપવાનો હક્ક ખેડુતોને આપ્યો છે. (૧૧) દેશીદારૂની બંધી મર્હુમ મહારાજાશ્રી ભાવસિંહજી કરી ગયા છે. હાલમાં કુમાર મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજીની ઇચ્છાથી વિદેશી દારૂની ( દવાના કાર્ય સિવાય ) રાજ્યમાં બંધી કરી છે. (૧૨) પ્રાથમિક શાળાઓ માટે મકાનો બાંધવા પાછળ દર વર્ષે એક લાખ રૂપીઆ મંજુર કરવાનું જાહેર કર્યું છે અને અત્યાર સુધીમાં રાજ્યમાં શાળાઓ, દવાખાનાં, પોલીસ લાઇન વગેરે માટે અનેક નવાં મકાનો બાંધ્યાં છે. (૧૩) ભાવનગરનું બંદર સુધારવાનો, અને વેપારીઓને બંદર તથા રેલ્વેને લગતી સગવડો આપવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો છે અને વેપારીઓને માલ ઉપર સાડા ચાર ટકાના વ્યાજે રૂપીઆ ધીરવાની સગવડ કરી આપી છે. (૧૪) ઇરીગેશન માટેની તપાસ કરવા માટે એક બાહોશ અધિકારીની એક વર્ષ માટે નીમણુંક કરી છે. (૧૫) રાજ્યની નોકરી માટે પરીક્ષાનું ધોરણ દાખલ કર્યું છે અને નવા નોકરો રાખેલા છે તેમાં ભાવનગરીઓનું પ્રમાણ વધારવા પર લક્ષ રાખેલું છે. અલબત્ત, આવકના પ્રમાણમાં ખર્ચ પણ વધેલો છે. કાઉન્સિલ પ્રજાનું હિત સાધવા માટે ઘણી દિશામાં પ્રયત્ન કરી રહી છે. અને તે માટે આજે હું પ્રજાપરિષદ્ તરફથી તેને ધન્ય આપું છું. પરંતુ

## પ્રગતિમાં પૂર્ણવિરામ ન હોય.

સારૂંય જગત વિકાસક્રમના નિયમને વશ છે અને દરેક ક્ષણે તે આગળ ધપી રહ્યું છે. એટલે પ્રજાવર્ગ ઉપર જણાવેલી રાજ્યની સત્પ્રવૃત્તિઓથી સંતુષ્ઠ ન થાય એ સ્વાભાવિક છે. આપે તેમની પાસે મગાય, સાંભળે તેમને કહેવાય. આ કુદરતનો નિયમ છે. માટે પ્રજા જો નવી નવી માગણીઓ કરે તો તેથી નામદાર કાઉન્સિલર સાહેબોએ પ્રજાથી કંટાળવાનું નથી. કાઉ-

નિસ્લ પ્રજાની મહેચ્છાઓ તરફ સહાનુભૂતિ ધરાવતી આવી છે અને બાકીનાં વર્ષોમાં પણ ધરાવતી રહેશે અને પ્રજાની ઇચ્છાઓ તેઓની મર્યાદિત સત્તામાં રહીને પૂરી પાડવા પ્રયત્ન કરશે એમ પણ પ્રજાને વિશ્વાસ છે. કારોબારી કાર્ય ઘણું કઠિન છે. તેની મુશ્કેલીઓ તો જે કામ કરે તેજ જાણે. સઘળી સુધારણા એક દિવસ, એક માસ કે એક વર્ષમાં થઇ જતી નથી; પણ વર્ષો લાગે છે, એ વાત પ્રજા સમજે છે; પરંતુ જેને મુશ્કેલીઓ સહન કરવી પડે તે તો તેનો જલ્દી અંત આવે એમ ઇચ્છે એ સ્વાભાવિક છે.

## રાજ્યતંત્રનો વિકાસ

માનવજાતિની માફક રાજ્યતંત્રનો પણ વિકાસ થાય છે. મનુષ્યની બાલ, યુવાન, પ્રૌઢ અને વૃદ્ધ અથવા અનુભવી એવી ચાર અવસ્થાની માફક રાજ્યતંત્રની પણ ચાર અવસ્થા છે. નૃપતિતંત્ર અથવા આપખુદ તંત્ર એ તેની બાલ્યાવસ્થા છે. મર્યાદિત નૃપતિતંત્ર ( Constitutional Monarchy ) અથવા પ્રજાને જવાબદાર તંત્ર એ તેની યુવાવસ્થા છે. પ્રજા જીવનના નિયમો પોતે જ ઘડી શકે ત્યારે આત્મતંત્ર થાય. આ રાજ્યતંત્રની પ્રૌઢાવસ્થા. પછી જ્યારે લોકો પ્રભુની ઇચ્છા પ્રમાણે અને પ્રભુને જ નામે કાર્ય કરતા થાય ત્યારે ઇશતંત્ર કહેવાય. આ રાજ્યતંત્રની પૂર્ણાવસ્થા. એક આદર્શ રાજવી જો ચાહે તો પોતાના રાજ્યમાં આ ચારે સ્થિતિને સ્થાન આપી શકે. અજ્ઞાની લોકો માટે પોતાની સત્તાનો સદુપયોગ કરી તે નૃપતિતંત્ર ચલાવે; સમજુ લોકોને રાજ્યતંત્રમાં ભાગ આપી તે લોકતંત્રી બને; અન્તરાત્માના અવાજ પ્રમાણે ચાલી તથા બીજામાં પણ અન્તરાત્માનો અવાજ જાગ્રત કરવાનો પ્રયત્ન ચાલુ રાખી તે આત્મતંત્રી બને; અને રાજ્ય પોતાનું નથી પણ પ્રભુનું છે, પોતે તો તેના પ્રતિનિધિ તરીકે જ રાજ્ય કરવાનું છે અને પ્રજામાં પ્રભુતા પ્રગટાવવાની છે એમ સમજી તે ઇશતંત્રનો લ્હાવો લઇ શકે.

## લોકતંત્રનો જમાનો

આપખુદ સત્તાનો ધીમે ધીમે પણ હંમેશને માટે જગતભરમાં અસ્ત થવા લાગ્યો છે. મર્યાદિત નૃપતિતંત્ર અથવા લોકતંત્રના જમાનાની ઉષાનો ઉદય થઇ રહ્યો છે. જ્યાં આપખુદ સત્તા જ ચાલુ રાખવામાં આવે છે, ત્યાં પ્રજામાં બંડવૃત્તિનો જન્મ થાય છે, રાજા અને પ્રજા બંને પોતાનો ધર્મ ભૂલે છે, પરિણામ જુદું જ આવે છે. ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટસ, રશીયા, જર્મની જેવાં મહાન રાજ્યો આજે પ્રજાસત્તાક બન્યાં છે. બ્રીટીશ સામ્રાજ્ય મર્યાદિત નૃપતિતંત્રી બન્યું છે, માટે જ તે, પ્રજાના બળવાથી બચ્યું છે. જવાબદાર રાજ્યતંત્રનો પ્રવાહ નવીન જમાનાનો છે, પ્રગતિના નિયમ મુજબનો છે. તેને કોઇ પણ સત્તા અટકાવી શકશે નહીં. વહેલા મોડા તે પ્રવાહની સાથે સૌને ખેંચાવું જ પડશે. માટે દીર્ઘદષ્ટિવાળા રાજવીઓ અને રાજપુરૂષોની ફરજ છે કે તેઓએ પોતાની પ્રજાને આ નજદીકના ભવિષ્ય માટે **તૈયાર થવામાં બનતી સહાય આપવી—એટલે તૈયાર કરવી.**

## અફઘાનનરેશ-

મહીસુર, ત્રાવણકોર, કોચીન જેવાં હિન્દી રાજ્યોએ સમયની નિશાનીઓ જોઇ લીધી છે અને પોતાની પ્રજાને ચૂંટણીના હક્ક સાથેની ધારાસભા આપી છે. અફઘાન અમીરે યુરોપના પહેલ-વહેલા પ્રવાસમાં, જગત્ કઇ દિશામાં જાય છે તે જોઇ લીધું છે, અને મુસાફરીમાંથી સ્વદેશ આવવાની સાથે પોતાની પ્રજાને મતાધિકાર આપ્યો છે, ધારાસભાની સ્થાપના કરી છે, તથા બીજી જરૂરની અનેક સુધારણાની શરૂઆત કરી દીધી છે. અફ-ઘાન પ્રજા અને હિન્દી પ્રજાની સંસ્કૃતિમાં ઘણો તફાવત છે એ વાત કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. માટે જો અફઘાન પ્રજા મતાધિકાર અને ધારાસભા માટે લાયક હોય તો હિન્દી પ્રજામાં પણ તો, તે લાયકાત હોવી જ જોઇએ એમાં શંકા નથી. પોતાની પ્રજાના હિતમાં જ પોતાનું હિત અને પોતાની પ્રજાની સ્વતંત્રતા-માંજ પોતાની સ્વતંત્રતા સમાયેલાં છે, એ વાત અફઘાન અમીર

સમજી ગયા છે. માટે જ તેઓએ પ્રજાજનોને તૈયાર કરવાનું કાર્ય શરૂ કરી દીધું છે. આપણા દેશી રાજ્યોની ખરી સ્વતંત્રતા બટલર કમીટીના રીપોર્ટ પર આધાર રાખતી નથી, બ્રિટિશ હિન્દથી જુદા પડી માત્ર બ્રિટનની છાયા સ્વીકારવામાં ય સમાયેલી નથી, પણ **પોતાની પ્રજાને મતાધિકાર આપવામાં, ધારાસભા તથા ધારાસભાને જવાબદાર એવી કારોબારી કાઉન્સિલ આપવામાં તથા પોતાના વાર્ષિક ખર્ચની રકમ નક્કી કરવામાં જ સમાયેલી છે. શરૂઆતમાં ભૂલો થશે. પણ કોણ ભૂલો નથી કરતું ?** ભૂલો કરીને જ સૌ કોઇ શીખે છે, એટલે દેશી રાજ્યની પ્રજાઓ પણ ભૂલો કરીને જ શીખશે.

## આપણી રાજ્યપદ્ધતિ

આપણે ભાવનગરની પ્રજા ખરેખર ભાગ્યશાળી છીએ. ભાવનગર રાજ્યનું બંધારણ અનુભવી હસ્તોથી ઘડાયું છે. આપણે ત્યાં (૧) ન્યાય અને કારોબારી ખાતાં ઘણાં વર્ષોથી જુદાં છે. જ્યારે ખુદ બ્રિટિશ હિન્દમાં ય રાષ્ટ્રીય કોંગ્રેસના વર્ષોના પ્રયત્ન અને ધારાસભાઓના ઠરાવો છતાં ય હજી તે ખાતાં જુદાં પડયાં નથી. કેટલાંક દેશી રાજ્યોમાં ય આ ખાતાં જુદાં નથી. (૨) મહારાજાના ખાનગી ખર્ચની રકમ પણ મર્હુમ મહારાજા શ્રી. તખ્તસિંહજીના સમયથી નક્કી કરવામાં આવેલી છે. (૩) બ્રિટિશ હિન્દ અને કેટલાંક દેશી રાજ્યોના જેવો જુદી જુદી જાતના કરનો બોજો આપણા પર નથી. (૪) દરેક ખાતાની સત્તા ચોકસ રીતે મુકરર કરેલી છે. એટલે રાજ્યતંત્ર સહેલાઇથી ચાલ્યા કરે છેઃ મર્હુમ મહારાજા સર ભાવસિંહજીએ પ્રજાપ્રતિનિધિમંડળની સ્થાપના કરતાં કહ્યું હતું કે “આજે જે બીજ વવાય છે તેમાંથી ભવિષ્યમાં એક સુંદર વૃક્ષ થશે અને રાજ્ય તેમજ પ્રજા બન્નેને તેનાં કીંમતી ફળોનો લાભ મળશે એવી અમારી ઇચ્છા તેમજ આશા છે.”

મર્હુમ મહારાજા સાહેબે રોપેલા બીજને સર પ્રભાશંકર

 ૧૪૩૦૦

પટ્ટણી જલસિંચન કરી રહ્યા છે, છોડને ઉછેરી રહ્યા છે. તેને સુંદર વૃક્ષ બનાવી ફળવંતુ કરવાનું અને પોતાના પૂજ્ય પિતાશ્રીની ઇચ્છા તેમજ આશા પૂર્ણ કરવાનું કાર્ય આપણા કુમાર મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજીનું રહેશે.

મર્હુમ મહારાજાની ઇચ્છા પ્રજાપ્રતિનિધિમંડળને વધારે સંગીન રૂપ આપવાની હતી એમ તેઓશ્રીના શબ્દોથી જ પૂરવાર થાય છે. તેઓશ્રીએ પ્રજાપ્રતિનિધિમંડળની પહેલી જ બેઠકમાં કહેલું હતું કે "આ યોજના પ્રજાના હિત તથા કલ્યાણ માટે જ કરવામાં આવી છે. હાલ તો માત્ર શરૂઆત થાય છે, અને જો વિવેકબુદ્ધિ અને સદ્દભાવથી આ અજમાયેશનો લાભ લેવામાં આવશે તો તેના વિકાસ માટે ઘણો અવકાશ છે."

**આ પરિષદનો મુખ્ય પ્રશ્ન** (નવી પ્રતબંધી)

આ પરિષદનો મુખ્ય પ્રશ્ન નવી પ્રતબંધીનો છે જે જે ભાગમાં પ્રતબંધી લાગુ કરવામાં આવી છે અને તેમાં જ્યાં જ્યાં આકાર વધુ વધેલો છે, ત્યાં ત્યાં ખેડુતોના મનમાં કચવાટ થઇ રહ્યો છે. આ પ્રશ્ન લગભગ બે વર્ષથી ચર્ચાઇ રહ્યો છે. આ પ્રશ્નની ચર્ચાએ નામદાર કાઉન્સિલરોનાં મનને પણ કોચવ્યાં છે. પરંતુ આ પરિષદ્દ સર પ્રભાશંકર તથા ના. કાઉન્સિલને ખાત્રી આપે છે કે પ્રજા આ પ્રશ્નને કૌટુંબિક પ્રશ્ન ગણે છે. અને તેઓશ્રી પણ આ પ્રશ્નને તેવો જ ગણતા હશે એમ માને છે. આ બાબતમાં પ્રજાનું એમ કહેવું છે કે "અમારૂં કહેવું શું છે તે આપ સાંભળો, અમારી ભૂલ થતી હોય તો ખુશીથી સુધારો અને જો આપના સર્વે સેટલમેન્ટ ખાતાના કોઇ માણસની ભૂલ થઇ હોય તો તપાસ કરીને અમને ન્યાય આપો."

પ્રતબંધીની માગણી પ્રજાપ્રતિનિધિમંડળની પહેલી બેઠકમાં જ થયેલી હતી. જુના સાવરના પટેલ દેવશી નારણ, ઉમરાળાવાળા રા. ઓધવજી પરશોત્તમ અને રળીયાળાના પટેલ મોના

રામજીએ પ્રશ્ન નં. ૧૬–૩૪–૪૦માં પ્રતબંધી કરાવવાની વિનતિ કરી હતી. એટલે પ્રતબંધી પ્રજાની માંગણીથી અને પ્રજાના હિતને અર્થે રાજ્યે શરૂ કરેલી છે, કર વધારવા માટે શરૂ કરેલી નથી. ગત વર્ષમાં કોઇ જમીન સારી થઇ હોય અથવા કોઇમાં ધોવાણ થયું હોય અથવા ખારે ગઇ હોય તો તેના દરમાં યોગ્ય ફેરફાર કરવા માટે તે કરવામાં આવી છે એમ પ્રજા જાણે છે. માત્ર વાંધો કાર્યપદ્ધતિનો જ છે.

પ્રતબંધીનું કામ, કોઇ પણ સ્થળે, શરૂ કરવા પહેલાં ત્રણ માસ અગાઉ જાહેરનામું કાઢી લોકોને ખબર આપવા જોઇએ અને જમીનની કીંમત તથા તેના સુધારાના સંબંધમાં કોઇ ખાતેદારને કંઇ કહેવાનું હોય તથા મોક્ષદરના સંબંધમાં ગામના લોકોને કંઇ કહેવાનું હોય તો, તે જણાવવાની એ જાહેરનામા દ્વારા સૂચના આપવી જોઇએ. આવી સૂચના આપણાં ગામોમાં અપાઇ નથી.

ઉપરનો વિધિ થયા પછી ભલામણ કરવાના મોક્ષદર અને ગ્રુપ બાબત રૈયતને માહીતી આપવા ખાતર, ગ્રુપવાર ગામ તથા મોક્ષદરનું જાહેરનામું કાઢી સર્વે સુપ્રીન્ટેન્ડેન્ટે દરેક ગામે જાહેર જગ્યાએ ચોડી પ્રસિદ્ધ કરવું જોઇએ. ગ્રુપ તથા મોક્ષદર બાબત લોકોને કંઇ વાંધો લેવો હોય તો તે જાહેરનામું પ્રસિદ્ધ થયાથી બે માસની અંદર વસુલાત ખાતા દ્વારા દરબારશ્રીને અરજી કરવાની સૂચના તે જાહેરનામામાં આપવી જોઇએ, અને ભલામણ કરેલા ગ્રુપ અને મોક્ષદરની આખરની મંજુરી આપતાં પહેલાં કોઇ ગામ તરફથી અરજી આવેલી હોય તો તેવી અરજી ઉપર દરબારશ્રીએ ધ્યાન આપવું જોઇએ. ( જુઓ બ્રીટીશ સરકારનો ઠરાવ નં. ૭૪૪૭ તા. ૨૧–૧૦–૮૬ ) આ પદ્ધતિનો અમલ પણ હજી સુધી આપણાં ગામોમાં થયો નથી.

પ્રતબંધીનું કાર્ય તો આખા રાજ્યમાં થઇ ગયું છે એટલે તે સંબંધે ઉપરનું ધોરણ લાગુ પાડવાનો અવકાશ રહ્યો નથી;

પરંતુ જે જે મહાલોના સેટલમેન્ટ રીપોર્ટ થયા નથી ત્યાં ગ્રુપ તથા મોક્ષદર નક્કી કરવા પહેલાં તથા આખર મંજુરી આપવા પહેલાં ઉપરનું ધોરણ લાગુ પાડી શકાય તેમ છે.

જે જે પ્રગણામાં આકાર નક્કી થઇ ગયો ને ત્યાં ત્યાં, જો ઉપરના વહિવટે કામ થયું હોત તો જેઓનો દર વધેલો છે તેઓને પાછળથી મૂંઝાવાનું અને ફરિયાદ કરવાનું રહેત નહીં.

રાજ્યના જે ખેડુતોનો આકાર એક જ ખાતામાં સો ટકાથી વધારે વધેલો છે તેઓને દરબારશ્રીએ તેમના ઠરાવ નં. ૭૦ (તા. ૩–૮–૨૬) થી ઇગતપુરી કન્સેશન્સ પ્રમાણે છૂટ આપવાનું ધોરણ લાગુ કર્યું છે. આ પદ્ધતિથી સાતમે વર્ષે આવા ખેડુતોએ પૂરો વધારો આપવો પડશે. આવો વધારો જો ખેડુતોની આર્થિક સ્થિતિને ખરાબ કરનારો નીવડે તો સો ટકા ઉપરાંતનો તમામ વધારો બીજા સેટલમેન્ટ સુધી દરબારશ્રી મોકુફ રાખશે એવી ખાતરી આપવામાં આવે તો નવા વધારાવાળા ખેડુતોનાં મન કેટલેક અંશે શાન્ત થાય, કેમકે આકારનું ભારણ ખેડુતને વધારે ન પડે માટે એક ખાતામાં સો ટકા ઉપરાંતનો વધારો ન કરવો એવું બ્રીટીશ સરકારે પોતાના ઠરાવ નં. ૫૭૩૯ તા. ૨૯–૧૦–૭૪ અને ઠરાવ નં. ૨૬૧૯ તા. ૨૬-૩–૮૪ થી ઠરાવેલું છે.

સો ટકા ઉપરના વધારાવાળા ખેડુતોને ઇગતપુરી કન્સેશન્સથી હાલ તુરત રાહત મળશે; પરંતુ સો ટકા સુધીના વધારાવાળા ખેડુતોને કશી રાહત મળતી નથી. માટે સરકારી ઠરાવ નં. ૩૫૪૧ તા. ૪–૫–૧૮૮૫ મુજબ ૨૫ થી ૧૦૦ સુધીના વધારામાં છુટનું ધોરણ દાખલ કરવાની જરૂર છે, કેમકે આપણા ખેડુતોની સ્થિતિ સામાન્ય રીતે ગરીબ છે તે દરબારશ્રીની જાણ બહાર નથી.

લેન્ડ રેવન્યુ કોડની કલમ ૧૦૭માં જમીનની કીંમત અને ખેતીથી થનારો નફો ખેડુતના જાત ખરચથી વધવા પામ્યા

હોય તો તે જમીનનો આકાર વધી શકે નહીં એમ ઠરાવેલું છે. આ નિયમ પણ આપણા સેટલમેન્ટમાં સચવાયો નથી. માટે જો કોઇ ખેડુતે પોતાના જાત ખરચથી જમીનમાં સુધારો કરેલો છે એમ સાબીત કરે તો તેનો વધેલો આકાર ઓછો થવો જોઇએ.

આ રાજ્યના વસુલાતી ધારાના પ્રકરણ ૪ની કલમ-૧૪-૧૫ મુજબ પીઆવાના સાધન ઉપર તથા શેરડીના વાવેતર ઉપર પીત લેવાનો વહિવટ હતો હવેથી પીત તથા શેરડીની વિઘોટી બંધ કરી તે કસર જમીનના આકાર પર ચઢાવી દેવામાં આવી છે. પરંતુ આમ કરતાં સબસોઇલ સીસ્ટમ માત્ર પીત થતું હોય તેટલી જ જગ્યાને લાગુ પાડવાને બદલે જ્યાં પીત કરવામાં આવતું ન હોય પણ જ્યાં ખેતરમાં કુવો છે અથવા કુવો થઇ શકે તેવો સંભવ છે તે જમીનને પણ લાગુ પાડવામાં આવી છે. આથી પણ આકાર વધવાનો સંભવ છે. માટે જો કોઇ ખેડુત પોતાના મોટા નંબરના આકારના વધારાના સંબંધમાં અરજ કરે તો આ દ્રષ્ટિએ પણ આકાર ઓછો કરવાની જરૂર છે; કારણ કે જ્યાં સુધી રાજ્યમાં વેચાણહક્કની પદ્ધતિ દાખલ થાય નહીં ત્યાં સુધી જમીનમાં નીચે પાણી નીકળવાનો સંભવ છે તેથી તેની કીમ્મતમાં કંઇ ફરક પડતો નથી તેમ પાકમાં પણ વધારો થતો નથી. એટલે કે જે જમીન પાણી પીતી નથી તે પર સબસોઇલ ચઢાવવી તે વ્યાજબી જણાતું નથી.

નીમતાણો થયો છે માટે પ્રતમાં ભૂલ રહે નહીં એમ માનવું તે બરાબર નથી; કારણ કે (૧) ઘણે ઠેકાણે નીમતાણો પેન્સીલના કામ પર લેવાયો છે. (૨) ઘણા ભાગે નાના જ નંબરો નીમતાણામાં જોવાયા છે. (૩) નીમતાણા સિવાયના નંબરો નીમતાણાને નંબરે દુરસ્ત કરતી વખતે તેવા દરેક નંબરે પ્રતબુકમાં નીમતાણો લેનારની સહી થવી જોઇએ અને તેવા

નંબરોનું પત્રક કરી દફતરે રાખવું જોઇએ, પરતુ આમ પણ થયું નથી. આ બાબત પણ દરબારશ્રીને વિચાર કરવા જેવી છે.

સર્વેનું કામ શરૂ કરવા પહેલાં દરબારશ્રીએ સર્વેનો જુનો કાયદો રદ કરી નવો કાયદો બનાવ્યો તેવી રીતે પ્રતનું કામ શરૂ કરવા પહેલાં પ્રતનો કાયદો નવો ઘડવાની જરૂર હતી. જો આમ થયું હોત તો કેટલેક સ્થળે કામ કરનારાઓએ મનસ્વીપણે પ્રત તથા સબસોઇલ નક્કી કર્યાં છે તેવું બનત નહીં, તેમજ પ્રતમાં તથા સબસોઇલમાં પાછળથી ઘણે સ્થળે નાનામોટા ફેરફારો કરી નાખવા પડયા છે તે કરવા પડત નહીં. આવી સ્થિતિમાં જો કોઇ ખેડુત પ્રતબંધીની ભૂલથી તેનો આકાર વધ્યો છે એવી અરજ કરે તો દરબારશ્રી તેને સાંભળશે તથા તપાસ કરી ન્યાય આપશે એવી આશા છે.

દશક્રોઇ, બોટાદ, ઉમરાળા, તથા ગઢડા આ ચાર મહાલની પ્રતબંધીથી એકંદરે દરબારશ્રીની આવકમાં વધારો થયો નથી એ પ્રગટ થયેલા આંકડાથી પૂરવાર થયું છે. ચારે મહાલમાં ઘણા ખેડુતોને આકાર ઓછો થયાનો લાભ પણ મળ્યો છે. પરંતુ જો કોઇ ખેડુત પોતાને અન્યાય થયાની ફરિયાદ કરતો આવે તો આગળ જણાવેલા કારણોને લઇને તેની તપાસ કરવાની જરૂર છે. ઉત્તમ ઉપાય તો એ છે કે રાજ્યે પોતાના બે અધિકારી તથા રાજ્યને યોગ્ય લાગે તેવા પ્રજાના બે સભ્યોની કમીટી નીમવી અને જે જે ખેડુતો પ્રતબંધી સંબંધે ન્યાય માગવા આવે તેની આ કમીટી પાસે તપાસ કરાવવી, પછી રાજ્યને જેમ યોગ્ય લાગે તેમ ન્યાય આપવો.

### પ્રજાની માગણીઓ

પ્રજાની માગણીઓ શું છે તે નામદાર પ્રેસીડેન્ટ સર પ્રભાશંકર પટ્ટણી તથા નામદાર કાઉન્સિલની સેવામાં હું ટુંકમાં રજુ કરવાની રજા લઉં છું:

(૧) રાજ્યનું સાચું હિત મર્યાદિત નૃપતિતંત્રમાં—રાજ્યના

કાર્યમાં પ્રજાના પ્રતિનિધિઓને સાથે રાખી ધારાસભાવાળું જવાબદાર તંત્ર યોજવામાં અને કારોબારી કાર્યમાં યોગ્ય ભાગ લઇ શકે તેવી રીતે પ્રજાને તૈયાર કરવામાં સમાયેલું છે એ વાત પ્રજાપ્રિય કુમાર મહારાજા શ્રી. કૃષ્ણકુમારસિંહજીના લક્ષ્ય પર લાવતા રહેવી.

(૨) કાઉન્સિલના કાર્યની કોઇ મર્યાદાને લઇને, પ્રજાપ્રતિનિધિમંડળને ચૂંટાયેલું ખરેખરું પ્રતિનિધિમંડળ બનાવી તેના કાર્યનો પ્રદેશ આગળ વધારી શકાય તેમ ન જ હોય, તો મહારાજાશ્રી જ્યારે રાજ્યની લગામ પોતાના હાથમાં લ્યે ત્યારે પ્રજાને આ બક્ષીસ આપવા માટે કાઉન્સિલે તેઓશ્રીને વિનતિ કરવી.

(૩) રાજ્યની પ્રજાનો બહુ મોટો ભાગ ખેડુતો હોવાથી તેની આબાદીનો આધાર ખેડુતોની આબાદી પર રહેલો છે, ખેડુતોની આબાદીનો આધાર તેઓની શાખ પર રહેલો છે, અને શાખ વધવાનો આધાર તેઓના જમીનના માલીકી અને વેચાણહક્કના ઉપર રહેલો છે. માટે ખેડુત ધરખેડ કરનાર ખેડુને જ વેચી શકે અને પોતાને ત્યાં નોકર રાખી ખેતી કરાવતા ખેડુતો અમુક વિઘાથી વધારે જમીનની માલીકી ધરાવી શકે નહીં તેવા અંકુશ સાથે ખેડુતોને જમીનનો વેચાણહક્ક આપવાની યોજના કરવી.

(क) ખેડુતોની કરજાળ સ્થિતિ દૂર કરવા માટે નામદાર મહારાજા ગાદી પર બેસે ત્યારે ખેડુતો પોતાનું દેવું ભરી શકે તેમ ન હોય તે સઘળાનું સઘળું દેવું માફ કરવું.

(ख) ખેડુતોનું ભવિષ્યનું દેવું અટકાવવા માટે ધીરધારનો ધંધો કરનારા લોકો માટે વ્યાજનો દર નક્કી કરનારો કાયદો ઘડવો.

(ग) વેપારીઓનું ખેડુતો પાસે જે લેણું છે તે પતાવવા

માટે વેપારી તથા ખેડુતોના પ્રતિનિધિઓવાળી એક કમીટી, રાજ્યના એક અધિકારીના પ્રમુખપદે નીમવી.

(ઘ) ખેડુતોને યોગ્ય વ્યાજથી પૈસા મળી શકે તેવી વ્યવસ્થા કરવા રાજ્યમાં "લેન્ડ મોર્ટગેજ બેંક"ના જેવી ખેડુતોને સહાય કરનારી સંસ્થા ઉભી કરવી અને જરૂર પડે તો પરરાજ્યને ધીરેલી રકમ આવી સંસ્થામાં જ રોકવી.

(ઙ) કરજ કમીટીનો રીપોર્ટ હવે જલ્દી બહાર પડે તેવી વ્યવસ્થા કરવી.

(ચ) કન્યાવિક્રય બંધ કરવાનો કાયદો ઘડવો.

(૫) પુત્ર ન હોય તો દીકરીને, આંગળીઆત દિકરા કે દીકરીને ખેડુત પોતાનો વારસો આપી શકે અથવા દત્તક પુત્ર લઇ શકે તેવો વારસાહક્ક ખેડુતોને આપવો.

(૬) ગામડાંનો ચોકીદાર ગ્રામ્ય પંચાયત હોય ત્યાં તે પંચાયતની અને જ્યાં પંચાયત ન હોય ત્યાં પટેલ તથા બીજા ત્રણ ચાર પ્રતિષ્ઠિત લોકની પસંદગીથી રાખવામાં આવે તથા તે લોકોની ભલામણથી તેને બરતરફ કરવામાં આવે એવી વ્યવસ્થા કરવી. આથી ગામડાંની ચોકીમાં સુધારો થશે.

(૭) કેટલેક સ્થળે તોફાની લોકો ખેડુતોનો નિભાવ બાળી દે છે, માટે આવા લોકોથી ખેડુતોનો બચાવ થાય તેવી કોઇ યોજના કરવી.

(૮) વેઠના નિયમનો ભંગ થતો અટકાવવા માટે દરેક મહાલના અધિકારીઓને સૂચના કરવી અને વેઠનું લીસ્ટ દરેક ગામને ચોરે તખ્તામાં જડીને મૂકાવવું.

(૯) ખેડુતો પોતાનું હિત સમજી શકે અને કોઇ તેમને ખોટી રીતે છેતરી કે દબાવી શકે નહીં તેવા બનાવવા માટે

કેળવણીની જરૂર છે. માટે ખેડુતોનાં બાળકો માટે પ્રાથમિક શિક્ષણ મફત છે તેને ફરજીયાત બનાવવું.

(૧૦) ગામડાંની શાળામાં ખેતીનું શિક્ષણ દાખલ કરવાનો પ્રયોગ અમુક શાળાઓમાં પ્રયોગ તરીકે કરવો અને જો તે સફળ થાય તો તેવું શિક્ષણ તેવી સઘળી શાળાઓમાં દાખલ કરવું.

(૧૧) જે જે ગામોમાં પટેલોનો પગાર બહુ ઓછો છે, ત્યાં તે યોગ્ય પ્રમાણમાં વધારવો અને તેઓ પોતાની ફરજો યોગ્ય રીતે બજાવી શકે તે માટે તેઓ લખી વાંચી શકે તેટલું શિક્ષણ લે તેવી આજ્ઞા કરવી.

(૧૨) હથીઆરના કાયદામાં સુધારો કરવો. ખાતેદાર અને વેપારી લોકોને પોતાના રક્ષણને ખાતર તલવાર, ધારીયાં રાખવાની છૂટ આપવી; તથા બંદુક રાખવાનો પરવાનો માગે તેમને આપવો.

(૧૩) ગામડાંઓમાં આરોગ્ય અને લોકશિક્ષણ વધારવા માટે ગામના લોકો ગ્રામ્યઔષધાલય, ગ્રામ્યપુસ્તકાલય, રાત્રિશાળા કે વ્યાયામશાળા જેવી ઉપયોગી સંસ્થા કાઢવા માટે જેટલી રકમ એકઠી કરે, તેથી દુપટ રકમ દરબારશ્રી આપે એવી યોજના કરવી. તથા આયુર્વેદની પાઠશાળામાં પાસ થયેલો કોઇ યુવક ગામડામાં ઔષધાલય કાઢે તો તેને અમુક વર્ષ સુધી ઉત્તેજનાર્થે અમુક રકમ આપવી.

(૧૪) રિવિઝન સેટલમેન્ટના નવા દર જ્યાં લાગુ પાડવામાં આવ્યા છે, ત્યાં ખાતેદારોને છૂટક સર્વે નંબર તથા પોત નંબરનું રાજીનામું આપવાનો હક્ક આપેલો છે, તો આ હક્કની સાથે આમન સામન બદલો કરવાનો હક્ક પણ ખાતેદારોને આપવો. આથી તેઓ પોતાનાં ખેતરો વધારે સાચવી શકે તે રીતે બદલો કરી શકશે અને જમીન વધારે સચવાશે. (આવો

બદલો કરવાની પરવાનગી આપવાની વાત પ્રતબંધી થતાં ધ્યાનમાં રાખવાનું, પ્રજાપ્રતિનિધિમંડળની બીજી બેઠકમાં પૂછાયેલા પ્રશ્ન નં. ૫૪ના જવાબમાં કહેવામાં આવ્યું હતું.)

(૧૫) આસામીવાર થાપણની રકમ, કરજની રકમમાંથી બાદ કરતાં જેટલી રકમ બાકી રહે તેટલી રકમ દરબારશ્રી તરફથી ધીરવાનો હુકમ થયેલો છે તે સહકારી મંડળીઓની પ્રગતિમાં વિઘ્નરૂપ થાય છે; માટે આ હુકમ રદ કરી પ્રથમની માફક થાપણ એકઠી થયાની દરબારશ્રીને ખાતરી કરી આપવામાં આવે કે તુરત મંડળીને કરજે ધીરવાની ભલામણ કરવી.

(૧૬) પ્રાથમિક શાળાઓમાં શિક્ષક તરીકે કામ કરનાર જો સ્ત્રીઓ હશે તો શાળાઓ સારી ચાલશે અને બાળકો સારાં સચવાશે અને વિધવા સ્ત્રીઓને નિર્વાહનું સાધન મળશે. માટે પ્રાથમિક શાળાઓમાં સ્ત્રીશિક્ષિકાનું પ્રમાણ વધારવા કેળવણી ખાતાને ભલામણ કરવી અને તેવી શિક્ષિકાઓ તૈયાર કરવા માટે જરૂર જણાય તો એક ટ્રેનિંગ કોલેજ કાઢવી.

(૧૭) ગામડાંમાંથી ભામનો ઇજારો તથા જકાતનો ઇજારો કાઢી નાંખી ગામના પશુઓની તથા ગામના લોકોની હેરાનગતી દૂર કરવી. રાજ્યની આર્થિક સ્થિતિ, પ્રભુ કૃપાથી એટલી સદ્ધર છે કે તેને આ બે ઇજારા ગામડાંમાંથી બંધ કરવાથી વધારે સહન કરવું પડે તેમ નથી.

(૧૮) વિદેશ જઇ નવા હુન્નર ઉદ્યોગ શીખવા જનાર યુવકોને અમુક રકમ શિષ્યવૃત્તિ તરીકે અવારનવાર અપાય છે. પરંતુ જો અમુક અમુક હુન્નર ઉદ્યોગ શિખવા માટે વિદેશ જનાર યુવકને અમુક રૂપીઆની અમુક સ્કોલરશીપ આપવામાં આવે તો તેનો લાભ લેનારા ઘણા યુવાનો નીકળી આવે અને તેમાંથી જે વધારે લાયક હોય તેને તે લાભ મળે અને તે રીતે નવા હુન્નર ઉદ્યોગો રાજ્યમાં પણ દાખલ થાય.

(૧૯) પ્રજાની શારીરિક સ્થિતિના રક્ષણને તથા કન્યકાઓના રક્ષણને ખાતર ઘણાં દેશી રાજ્યોએ બાળલગ્ન તથા વૃદ્ધલગ્નનો પ્રતિબંધ કરનારો કાયદો ઘડેલો છે. આવો કાયદો આ રાજ્યમાં પણ ઘડાય અને ૨૧ વર્ષની નીચે કોઇપણ યુવકનું અને ૧૬ વર્ષની નીચે કોઇ કન્યકાનું લગ્ન ન થાય તથા ૫૧ વર્ષથી ઉપરની વયનો કોઇપણ પુરૂષ ૨૧ વર્ષથી નીચેની કન્યકા સાથે લગ્ન ન કરી શકે તેવો બંદોબસ્ત થાય તે ઇચ્છવા યોગ્ય છે.

(૨૦) નવી પ્રતબંધીથી ગોચર ઘટેલું છે, કારણ કે જે જે ખેડુતોએ જાણે અજાણે ગોચરનું દબાણ કરેલું તે તેને ખાતે ચઢાવવામાં આવ્યું છે. તો જ્યાં જ્યાં ખરાબા જેવા કારણથી દરે ચડાવેલી પણ પડતર રહેતી જમીન જે જે ગામોમાં હોય ત્યાં ત્યાં તે અથવા તેનો અમુક ભાગ ગોચર માટે કાઢવો.

(૨૧) રાજ્યમાં ગાય બળદની ઓલાદ સુધારવા માટે ઘોળા ફાર્મ સાથે બ્રીડીંગ ફાર્મ—સારી ગાયો તથા બળદ ઉછેરવાનું રાખવું તથા મહાલવાર એકેક સારો આખલો રાખવાની યોજના કરવી.

## પ્રજાપ્રતિનિધિમંડળ અને પ્રજાપરિષદ્

પ્રતિનિધિ બ્હેનો અને બંધુઓ! કેટલાક લોકો કહે છે કે આપણે ત્યાં પ્રજાપ્રતિનિધિમંડળ છે અને તે મંડળના સભ્યો પ્રજાને લગતા પ્રશ્નો દરબારશ્રીને પૂછે છે અને તેના જવાબ પણ દરબારશ્રી તરફથી મળે છે. એટલે પ્રજાપરિષદની જરૂર નથી. કેટલાક લોકો માને છે કે રાજ્યના સર્વોપરી અધિકારી પ્રજાપ્રતિનિધિમંડળની વિરૂદ્ધ છે. આ બન્ને વિચારો બરોબર નથી. પ્રજાપ્રતિનિધિમંડળ બહુ સારૂં કાય કરે છે. છતાંય પરિષદની જરૂરીઆત રહે છે જ. રાજ્યતંત્રને લગતું લોકશિક્ષણ પ્રજાપરિષદથી જેટલું પ્રચારી શકાય તેટલું પ્રતિનિધિમંડળના પ્રશ્નોતરોથી પ્રચારી શકાતું નથી. પરિષદના કાર્યમાં જો લોકો સાચા હૃદયથી ઉત્સાહ લેતા થાય, તેની શાખાઓ અથવા પ્રજામંડળો દરેક પ્રગણામાં સ્થપાય અને ગામડાંઓમાં પણ નાનાં મંડળો રચાય તો પરિષદનું કાય વર્ષભર ચાલ્યા કરે અને

ગ્રામ્ય પંચાયત, સહકારી મંડળી, વેઠબંધી, ગ્રામ્ય પુસ્તકાલયો, ગ્રામ્ય ઔષધાલયો, ખાનગી લવાદ, શાળા કમીટી વગેરે કાર્યો સહેલાઇથી થઇ શકે. આ સઘળાં કાર્યો માટે કાર્યવાહકો પણ તૈયાર થઇ શકે. આટલા માટે પ્રજાપ્રતિનિધિમંડળની સાથે પ્રજાપરિષદ્‌ની આવશ્યકતા છે. પ્રજાપરિષદ્ પ્રજાની સેવાને માટે જ છે તેથી રાજ્ય સર્વોપરિ અધિકારી તેની વિરૂદ્ધ હોય એ વાત હું માની શકતો નથી. જો કે આવી માન્યતાને લીધે પરિષદને અનેક મુશ્કેલીઓ ખમવી પડે છે એ વાત ખરી છે, પણ આવી માન્યતા દૂર કરવાનો એકજ ઉપાય છે કે પરિષદના કાર્યવાહકોએ બોલવું ઓછું અને કરવું ઘણું. આપણે જો વર્ષ દરમીયાન રચનાત્મક કાર્ય કરીશું અને જ્યાં જ્યાં દરબારશ્રી સહકાર કરવાની તક આપે ત્યાં ત્યાં નિસ્વાર્થ ભાવ સહકાર કરીશું તો આપણા રાજ્યના સર્વોપરી અધિકારી પાસે જ પરિષદની લોકસેવાની નોંધ લેવરાવી શકીશું અને જે લોકો સર્વોપરી અધિકારી વિરૂદ્ધ છે એવી વાતો કરી રહ્યા છે તેઓને ખાતરી કરી આપીશું કે સર્વોપરી અધિકારીના હૃદયમાં પરિષદની સામે વિરૂદ્ધતા નથી.

## પ્રજાનું ભવિષ્ય પ્રજાના હાથમાં જ છે

વર્ષે, બે વર્ષે કે અઢી વર્ષે કોઇ સ્થળે પરિષદના મંડપમાં મળવું અને પછી પરિષદના પ્રચારનું કાર્ય તેના ઉત્સાહી મંત્રી શ્રી. બલવંતરાયભાઇને સોંપીને મૂંગા બેસી જવું અથવા તેઓ આપણે ત્યાં આવે ત્યારે થોડી વાતો કરવી એ બસ નથી. જો પ્રજા મતાધિકાર માગતી હોય તો તેણે મતાધિકારનો અર્થ અને ઉપયોગ જાણવો જોઇએ. જો પ્રજા ધારાસભા માગતી હોય તો તેણે નિયમન શું છે તે જાણવું જોઇએ, અને પોતાના જીવનને પ્રથમ વ્યવસ્થિત બનાવવું જોઇએ. જો પ્રજા રાજ્યતંત્રમાં ભાગીદાર થવા ઇચ્છતી હોય તો તેણે પોતાનું મહતંત્ર ચલાવતા શીખવું જોઇએ. જો પ્રજા નાના નાના અધિકારીઓની કનડગતથી મુક્ત થવા ઇચ્છતી હોય તો તેણે પોતાનું સ્વમાન

ખીલવવું જોઇએ. જો પ્રજા ન્યાય માગતી હોય તો તેણે ન્યાય આપવા શિખવું જોઇએ. અધિકારીઓના દોષોનો વિચાર બાજુ પર મૂકી આપણા દોષો દૂર કરવા જોઇએ. જો પ્રજા લાંચ, વેઠ અને પક્ષપાતની વિરૂદ્ધ હોય તો તેણે પોતાનું કામ કરાવી લેવા, પોતાના ખેતરનો આકાર ઓછો કરાવવા, લાંચ આપવી નહીં, નક્કી કરેલા પૈસા લીધા સિવાય વેઠે જવું નહીં, તેમ પોતે પક્ષપાત કરવો નહીં અને પોતાને માટે ઇચ્છવો નહીં. જો પ્રજા મ્યુનિસિપાલીટીની જવાબદારી લેવા ઇચ્છતી હોય તો તેણે નવા કરની જવાબદારી ઉઠાવવા તૈયાર રહેવું અને પ્રથમ પોતાનું ઘર અને પોતાની શેરી સાફ રાખતાં શીખવું. જો પ્રજા કરજથી મુક્ત થવા ઇચ્છતી હોય તો તેણે કરજ કરીને કોઇ પણ જાતનો ખોટો ખર્ચ નહિ કરવો; અને ધિરધાર કરનારા વર્ગે મોટું વ્યાજ લઇ પ્રજાના અંગનું લોહી નહિ ચુસવાની પ્રતિજ્ઞા કરવી. જો પ્રજાની ઇચ્છા પ્રજાબળ વધારવાની હોય તો તેણે પ્રથમ આત્મબળ વધારવું; ગામમાં કોઇ અધિકારી આવે ત્યારે પોતાના વિરોધી પર વેર લેવા ચાડી ચૂગલી કરવી નહીં અને જરૂર પડે તો અધિકારીની સામે ય સાચી સાક્ષી આપતાં ડરવું નહીં. જો પ્રજા પ્રાથમિક શિક્ષણ ફરજીયાત થાય એમ સાચા દીલથી ઇચ્છતી હોય તો પોતાનાં બાળકોને તો જરૂર શિક્ષણ આપવું જોઇએ અને પોતાના ઘરમાં તો એ કાયદો પોતે જ ઘડી કાઢવો જોઇએ. પ્રજા સ્વતંત્ર થવા ઇચ્છતી હોય તો તેણે **સ્વને—આત્માને** ઓળખવો જોઇએ અને આત્મા તરીકે જીવવું જોઇએ. જો પ્રજા સ્વચ્છંદતાની વિરૂદ્ધ હોય તો તેણે **સ્વ** એટલે શરીર, વાણી અને મનના ગુલામ બનવું નહીં. જો પ્રજા સુખી થવા માગતી હોય તો તેણે કોઇના પર આધાર નહીં રાખતાં પોતાના જ પગપર ઉભા રહેતાં શિખવું જોઇએ. જાગ્રત થવા અને બીજાંને જાગ્રત કરવા ચાલુ પ્રયત્ન કરવો તે પ્રજાપરિષદનું કાર્ય છે. પરિષદ્ ભાવેણાની સમસ્ત પ્રજાને પ્રજાયજ્ઞની વેદી પર પ્રજાપ્રેમ, રાજ્યભક્તિ અને નિઃસ્વાર્થ સેવાની આહુતિઓ આપવા આપણને સૌને આમંત્રે છે. બ્હેનો અને બંધુઓ!

જાગ્રત થાઓ, કરી લ્યો સ્વાશ્રયી બનવાનો સંકલ્પ. સ્વાશ્રયીને પ્રભુ સહાય કરે છે. અને પ્રભુએ સહાય કરી એટલે પછી આપણા સર પ્રભાશંકર પટ્ટણી અને નામદાર કાઉન્સિલ આપણી માગણીઓનો સ્વીકાર કરશે. પણ તે સ્વીકાર પરિષદના ઠરાવોથી, પરિષદના પ્રમુખના વ્યાખ્યાનથી થવાનો નથી, પણ પ્રજાના સદ્દવિચાર, સદ્દવચન અને સદ્દવર્તનથી થવાનો છે. સાચા સુખની ચાવી કોઇ બીજાની પાસે નથી આપણી, પોતા-ની જ પાસે છે. આપણા પોતાની જ અંદર છે. सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ॥

## કાર્યવાહકોને

ભાવનગર રાજ્યની પ્રજાના, શહેરોમાં કે ગામડાંઓમાં કાર્ય-કર્તા બ્હેનો અને બંધુઓ ! આપણે જો સાચે સાચી જ સેવા કરવી હોય તો આપણે નિષ્ફળતાથી નિરાશ થવાનું નથી, બીજા લોકો સેવાના કાર્યમાં ઉત્સાહ ન લે તો આપણે આરંભેલું કાર્ય છોડવાનું નથી આપણી સાથે ન હોય તેઓ આપણી સામે છે એમ સમજીને તેઓની ટીકા કરવા માંડવી નહીં. સત્યનો જ વિજય છે. અતિ-શયોક્તિ અને અર્ધસત્યનો નથી. આપણાં વ્યાખ્યાનો કે લેખોમાં આ બન્ને દોષો ન હોય તો જ આપણો વિજય થાય. આપણે ત્યાં રાજા પ્રજાનો કૌટુંબિક ભાવ ચાલુ રાખવા માટે આપણે વાણીનો અને કલમનો સંયમ જાળવવો ઘટે છે. એ સંયમ કોઇ પ્રકારની શિક્ષાના ભયથી કે કોઇની મહેરબાની ગુમાવવાની ધાસ્તીથી રાખવાનો નથી પણ વિનયને ખાતર પરસ્પર પ્રેમ અને વિશ્વાસ ઉત્પન્ન કરવાને ખાતર રાખવાનો છે. सत्ये नास्ति भयं किंचित् ! સત્યમાં કશો ભય નથી. પણ સત્યમાં કઠોરતા ન હોય, સત્યની ઢાલની પછવાડે કોઇ વ્યક્તિને ઉતારી પાડવાનો પ ઉદ્દેશ ન હોય. સત્યમાં પ્રેમ જ હોય, ત્યાગ જ હોય, સેવા જ હોય. ખોટી હા જી હા ન હોય. ભાવનગર રાજ્યના એક અધિકારીને ત્યાં બારણા ઉપર લખી રાખેલું સૂત્ર ટાંકી કહું તો:

हितं यत्सर्व लोकस्य
तत्सत्यं शेष मन्यथा ॥

સઘળા લોકોનું જેમાં હિત સમાયેલું છે તેજ સત્ય, બાકીનું બધું ય અસત્ય.

સત્યની સાથે હિમ્મત, વિવેક, વિનય, પ્રેમ અને નિસ્વાર્થ સેવા એ કાર્ય કરનારાનાં શસ્ત્રો છે, સાધનો છે, સાથીઓ છે.

### ભવિષ્ય યુવાનોના હાથમાં છે

ભાવનગર રાજ્યની યુવાન પ્રજાના હાથમાં પ્રજાનું ભવિષ્ય રહેલું છે. જે જે સુધારણાની અત્યારે જરૂર છે તે તે સુધારણાનો ખ્યાલ વડીલોએ યુવાનોને કરાવવાનો છે. યુવાનોને વડીલોએ આગળ આણવાના છે, તેઓના આદર્શો અને કલ્પનાઓને પોષણ આપવાનું છે. યુવાનોએ ભાવનગરના રાજ્યના ભાવી અધિકારીઓ, પ્રજાના ભાવિ નાયકો પૂરા પાડવાના છે. રાજ્યની નોકરીમાં ય સમજુ મનુષ્ય માટે પ્રજાસેવા સમાયેલી છે, એ વાત યુવકે એ યાદ રાખવાની છે. જે ખાતાંમાં લાંચ લેવાતી હોય, જે ખાતાંમાં પ્રજાના પર જુલમ થવાની શક્યતા હોય, તે ખાતાંની નોકરી સ્વીકારી, તેમાંથી પ્રજાપીડનના દોષોને દૂર કરવા, તેનાથી બીજી કઇ મોટી સેવા હોઇ શકે ? યુવાનોએ સામાજીક અને રાજકીય પ્રશ્નોમાં રસ લેવાનો છે. વેકેશનનો વખત પ્રજાના પ્રશ્નોનો અભ્યાસ કરવામાં અને અભ્યાસકામમાં ભવિષ્યના લોકસેવક થવાની તૈયારી કરવાની છે. પ્રજાની મોટામાં મોટી સમૃદ્ધિ એ પ્રજાના યુવકો અને બાળકો છે. આ વાત વડીલોએ તેમજ યુવકોએ યાદ રાખી ભારતવર્ષના ઉજ્વળ ભવિષ્યને નજદીક લાવવા, સાચું પાડવા, સંઘશક્તિથી પ્રયત્ન કરવાનો છે.

### પ્રજાનું આખું અંગ તૈયાર કરો

પ્રજાપરિષદમાં પ્રજાની માતાઓ, પ્રજાની દેવીને પણ ભૂલ-

વાની નથી. પ્રજાની જાગ્રતિ સ્ત્રી વર્ગની જાગ્રતિ સાથે સંબંધ ધરાવે છે. માટે પુરૂષોએ સ્ત્રી વર્ગને તેનું યોગ્ય સ્થાન આપવાની અને દરેક સ્ત્રીમાં દેશમાતા કલ્પવાની જરૂર છે.

પ્રિયબ્હેનો ! તમે દેશની દેવીઓ છો, દેશની શકિતઓ છો, દેશની માતાઓ છો. તમે તમારૂં યોગ્ય સ્થાન લ્યો અને અબળા મટી પ્રબળા બનો. પછી જોઇ લ્યો કે પ્રજા પ્રબળ બને છે કે નહીં.

## સર પ્રભાશંકરને નમ્ર નિવેદન

પૂજ્ય પટ્ટણી સાહેબ ! આપ વયોવૃદ્ધ છો, જ્ઞાન વૃદ્ધ છો, અનુભવ વૃદ્ધ છો અને રાજ્યતંત્રના તો 'જુનાજોગી' છો. આપના હૃદયમાં પ્રજાપ્રેમ છે, રાજ્યભક્તિ છે. અપકાર કરનારના ઉપરે ય આપ ઉપકાર કરનારા છો. આપના ઉપર બીજા રાજા રજવાડા કરતાં ય ભાવનગરની પ્રજાનો કંઇક વિશેષ હક્ક છે. આપની તબીયત નરમ રહે છે તે અમે જાણીએ છીએ; પણ આપ દિલ્હી દોડી જઇ શકો, સીમલા પહોંચી જઇ શકો, બીકાનેર કે બે પળની મુલાકાત લઇ શકો અને પાંચ હજાર માઇલ જવા આવવાની જળની મુસાફરી પણ કરી શકો અને આપ અમારાં ગામડાંઓમાં, ખેડુતોની વચ્ચે આવીને અમારાં સુખદુઃખની વાતો કેમ ન સાંભળો તે કહેશો ? આપના દરવાજા સૌ કોઇને માટે ખુલ્લા છે, પણ ગામડાની પ્રજા આપને ત્યાં ભાવનગર આવી શકે ? આપ હવે રાજા રજવાડાના પ્રશ્નોમાં સંન્યાસ લઇ ખેડુતોના પિતા થવાનો ગૃહસ્થાશ્રમ ન સ્વીકારી શકો ? આપ અપરોક્ષ રહીને જો અમ સૌ માટે ઘણું કરતા હશો. પણ અમને તો પરોક્ષ હુંફ જોઇએ છીએ તેનું શું ? આપ અમારી અંદર ફરો અને અમને પ્રોત્સાહન આપો, સાથે આવી અમને માર્ગ બતાવો. પ્રજાપરિષદના પ્રમુખનું સ્થાન આપ કેમ ન લ્યો ? અમારી ત્રુટીઓ અમને બતાવો અને પછી જુઓ કે અમે તે દૂર કરવા પ્રયત્ન કરીએ છીએ કે નહીં ? અમને કાર્યની તક આપો,

અમારી કાર્યશકિતમાં વિશ્વાસ રાખી અમને પ્રોત્સાહન આપો. આપની ખાતરી થશે કે ભાવનગરની પ્રજામાં ભાવ છે અને તે સ્વરાજ્ય ભોગવતી કોઇ પણ પ્રજાની જેટલી જ સ્થાનિક સ્વરાજ્યનું કાર્ય કરી શકશે. પણ શરૂઆતમાં તો આપને ભાવનગર રાજ્યમાં જ અને પ્રજાના પ્રેમબંધમાં જ બંધાઇને રહેવું પડશે. બહાર દોડી જશો તો રીસાશું.

## મહારાજાશ્રી કૃષ્ણકુમાર

પ્રિય નરેંદ્ર! આપના પ્રત્યે ભાવનગરની સમગ્ર પ્રજાનો સ્વાભાવિક પ્રેમ છે એજ બતાવી આપે છે કે આપ પણ પ્રજાને ચાહતા જ હશો. આપ માત્ર શરીરના રાજા થવું પસંદ નહીં કરો, પણ હૃદયનું રાજ્ય કરશો એમ અમે ઇચ્છીએ છીએ. પ્રજાપરિષદ્ રાજ્યની વિરૂદ્ધ ચળવળ કરવા માટે નથી, પણ રાજા પ્રજાની વચ્ચેનો પરાપુર્વથી ચાલી આવેલો કુટુંબભાવ ચાલુ રાખવા માટે છે, એ પ્રેમભાવ માત્ર હાજી હા કરવાથી ટકવાનો નથી, પણ જ્યાં જ્યાં પ્રજાને મુશ્કેલી, નડતી હોય તે જાહેર કરવાથી જ એ પ્રેમ પોષાય છે. આ પરિષદ્ આપને અને આપના કુમાર બંધુઓને દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને આપના પ્રજાપાલનના ભાવી કાર્યમાં સફળતા પ્રાપ્ત થવા માટે પ્રભુની પ્રાર્થના કરે છે.

પ્રિય પ્રતિનિધિ બહેનો અને બંધુઓ! હું ગામડાંનો રહીશ છું, ગામડામાં ઉચ્છરેલો છું, ખેડુત છું એટલે ગ્રામ્યજીવનના પ્રશ્નોનો મેં કંઇક ઠીક વિચાર કર્યો છે, માટે વધારે ભાગે ગામડાના જ પ્રશ્નો ચર્ચવા માટે આપ મને માફ કરશો. જો મને વધારે દિવસો મળ્યા હોત તો હું પરિષદની બેઠક પહેલાં દરેક મહાલમાં થોડા દિવસ ફરી આવતા, વેપારી પ્રશ્નોનો પણ કંઇ અભ્યાસ કરત; પરંતુ સમયને અભાવે અત્યારે તો તે

શકતો નથી. પ્રભુ આપણા સૌનું અને સકલ વિશ્વનુ કલ્યાણ કરો.

सुख मस्तु सर्वे जगताम्
सर्वे भद्राणि पश्यतु ।
लोकाः समस्तां सुखनो भवन्तु ।
ॐ शान्तिः शान्तिः शान्तिः

આ ભાષણ સૌરાષ્ટ્ર મુદ્રણાલય–રાણપુરમાં
અમૃતલાલ દલપતભાઇ શેઠે છાપ્યું, અને
ભાવનગર પ્રજાપરિષદના મંત્રી બળવંતરાય
ગોપાળજી મહેતાએ બોટાદમાંથી પ્રસિદ્ધ કર્યું.